મહાસતીજીનો વિહાર પ્રદેશ સૌરાષ્ટ્ર અને ગુજરાત હતો સૌરાષ્ટ્રનાં સુરેન્દ્રનગર, વઢવાણ શહેર, બોટાદ, પાળીયાદ તેમ જ આસપાસમાં વિહાર કરી જિનવાણીનું પયપાન તેમણે કરાવ્યું છે. ગુજરાતમાં અમદાવાદ, કડી, કલોલ, પાલનપુર સુરત વગેરે સ્થળોમાં તેમની વાણી આજે પણ જૈન હૃદયોમાં ગુંજન કરી રહી છે સંવત ૨૦૧૩ માં તેમણે મુંબઈના સ્થા. જૈન સંઘની વિનંતીને માન આપી મહાસતી પાર્વતીબાઈ આદિ સાધ્વીવૃંદ સાથે મુંબઈ તરફ ઉગ્ર વિહાર કર્યો અને મુંબઈ માટુંગા દાદર, વિલેપાર્લેમાં ચાતુર્માસ કર્યા. શેષકાળમાં મહારાષ્ટ્રમાં પનવેલ, લોનાવલા પુના ચીંચવડ, અહમદનગર, નાસિક વગેરે સ્થળોમાં ફરીને પોતાની વાણીનો દિવ્ય પ્રકાશ જનહૃદયમાં રેલાવ્યો છે

મુંબઈના અને ઉપનગરના ચાર વર્ષના વિહારે પૂ. મહાસતીજીની વાણીએ મુંબઈની જૈન જનતા ઉપર અલૌકિક અસર કરી છે. મુગ્ધ જૈન જનતાને વિદ્વત્તાભરેલી સાક્ષણિક શૈલીથી વીરવાણીની મધુર વીણા વગાડીને જનહૈયાને જાગૃત કરી ધાર્મિક ભાવનામાં અભિવૃદ્ધિ કરી છે મુંબઈની જનતામાં તેમણે જે ધાર્મિક ભાવનાનાં બીજ રોપ્યાં છે તે મુંબઈની જનતાના આત્મ-મંદિરે ઊગી નીકળી અનેકને શીળી છાંય આપતાં રહેશે. મુંબઈની જનતા પૂ. વિદુષી મહાસતીજીઓના ચાતુર્માસને ભૂલી નહિ જ શકે. મુંબઈમાંના આગમનથી મુંબઈમાં પણ ઉપરાંત સંસારી પુરુષોએ સજોડે બ્રહ્મચર્ય વ્રતને અંગીકાર કર્યું છે અને પાંચ બહેનોએ ભાગવતી દીક્ષા અંગીકાર કરી આત્મ-કલ્યાણના પંથે પ્રયાણ કર્યું છે

આ બધો પ્રભાવ ઓજસ્વી તેજસ્વી, પ્રતિભાવી, વિદુષી મહાસતીશ્રી વસુમતીબાઈનો છે. એમને અનન્ય ભાવે વંદન હો!

---

# યાદ આવશે

(રાગ–રાતમે દો દો ચાદ ખીલે)

વીરની વાણી, અહિંસાની ખાણી,
એ તો ભવ્ય જીવોને ભિંજવી ચાલી. .

જગપતિની આ તો વાણી છે,
ગૌતમની સુંદર ક્યારી છે,
તારી વાણી જ્ઞાનથી ભરપુર છે
વાણીમા આગમના પુર છે . વીરની વાણી૦ ૧

એ વાણી વસુબાઈ પ્રકાશે છે,
એમા આગમના સૂર મ્હેકે છે,
ભવ્ય જીવો સુણીને ડોલે છે,
એ મુખથી વાણી રેલે છે.
એ જ્ઞાન ઝવેરાત વેરે છે
ભવ્ય જીવોને, માર્ગે પ્રેરે છે ...વીરની વાણી૦ ૨

વસુબાઈની વાણી બહુ યાદ આવશે,
એ તો ભવ્યજીવોને ભિંજવી જાશે;
એ ગગન ગજાવી ગાન કરે,
ભવ્યોને વાણી જ્ઞાન કરે
એ જગત જીવોને બોધ કરે,
અહિંસાનો જગમા પ્રચાર કરે,
શાસન ઝંડો લઈ જગમા ફરે . વસુબાઈની

એ મુખથી રૂપ પ્રકાશે છે
રાગવાણીને વરસાવે છે.

એ ક્યા વિશ્વને પૂરે છે
બ્રહ્મચર્ય—તેજથી દીપે છે
જ્ઞાન ગંગાને વરસાવે છે    વસુબાઈની    ૪

આતગુર શાસન દીપક છે
એની જ્યોતિ જગમાં ઝગી છે
મહાવીરના સાચા સંત જ છે
ધર્મ જગતના એ રત્ન જ છે
આદર્શ ભૂમિના સીતારા છે    વસુબાઈની    ૫

શાન્તમૂર્તિ કેશરબાઈ ગુરુણી છે
જેની કેશર—સુવાસ ફેલાણી છે
ધન્ય ભાગ્ય વસુબાઈ તમારાં છે
એવા ગુરુણીના શરણાં પ્યારાં છે
આ રત્નો પાલણપુરના છે,
વસુબાઈની વાણી બહુ યાદ આવશે    ૬

# અમર કહાણી

સુણો, સુણો એ જ્ઞાતિ બન્ધુ, મહાસતીની અમર કહાની,
દાવાનળ બુઝાવ્યો, અહિંસા ધર્મ પમાડી. ૧ સુણો૦

પિતા તળશીભાઈ જેના, માતા દિવાળીબાઈ,
ગામ પાલનપુર મુકામે, શુભ ચોઘડીયે જન્મ પાઈ ૨ સુણો૦

કુમળી વયમા દુખાણા જેથી સસાર અસાર થયો,
શુભ ઘડીએ ને શુભ ચોઘડીયે, દીક્ષાનો સ્વીકાર કર્યો ૩ સુણો૦

સ્વપ્નવત્ સસાર ગણીને, માયાના બધન તોડયા,
નામ ધર્યું મહાસતી વસુબાઈ, નામ તણા સાર્થક્ય કર્યા ૪ સુણો૦

અધકારની આંધીમાથી, સત્ય તણો પ્રકાશ કર્યો,
પ્રેમભર્યા એ દિવ્ય નયનોથી, જ્ઞાન તણો વિસ્તાર કર્યો ૫ સુણો૦

મહાસતીએ સયમ તપથી, ભવ્ય સાધનાને સાધી,
દેશવિદેશની માનવતાને, નૂતન દૃષ્ટિ છે લાધી સુણો૦ ૬

સતી ! તમારા પ્રેમ પથમા, લાખો જન જોડાયા,
નવજીવન પામીને સર્વે, અહિંસા- રગે રગાયા સુણો૦ ૭

**નારાયણદાસ** કહે કર જોડી, યુગ યુગ જીવો મહાસતી !
અતરની અભિલાષ એ મારી, બાળક ઉપર મહેર કરી ૮

# મહાસતી શ્રી વસુબાઈ–પ્રશસ્તી–ગીત

(રચયિતા શ્રી નારણદાસ પરાવાળા)

ધન્ય, ધન્ય, મહાસતી વસુમતીબાઈને રે,
તીર્થધામ કીધું પાલનપુરને રે ધન્ય

માત પિતાનાં નામને ઉજાળીયાં રે,
જેણે કુળ બોતેર તારીયાં રે ધન્ય

જેનાં દર્શનથી દુઃખ જાય છે રે,
અભિમાનીનાં માન ગળી જાય છે રે. ધન્ય

જેણે તપ કીધાં કઠિનાઈથી રે
તોડયાં માયાનાં બંધન સહેલાઈથી રે. ધન્ય

જેના મહિમાનો પાર ન પામીયે રે,
મોહ માયા સર્વેને સંહારીયા રે. ધન્ય

કર જોડી નારણદાસ બોલીયા રે,
ગુરુ મળ્યા વસુબાઈ ભોળીયા રે, ધન્ય

# યાદ આવશે

(રાગ–રાતમે દો દો ચાદ ખીલે)

વીરની વાણી, અહિંસાની ખાણી,
એ તો ભવ્ય જીવોને ભિંજવી ચાલી .

જગપતિની આ તો વાણી છે,
ગૌતમની સુંદર ક્યારી છે,
તારી વાણી જ્ઞાનથી ભરપુર છે
વાણીમા આગમના પુર છે વીરની વાણી૦ ૧

એ વાણી વસુબાઈ પ્રકાશે છે,
એમા આગમના સૂર મ્હેંકે છે,
ભવ્ય જીવો સુણીને ડોલે છે,
એ મુખથી વાણી રેલે છે,
એ જ્ઞાન ઝવેરાત વેરે છે
ભવ્ય જીવોને, માર્ગે પ્રેરે છે ...વીરની વાણી૦ ૨

વસુબાઈની વાણી બહુ યાદ આવશે,
એ તો ભવ્યજીવોને ભિંજવી જાશે,
એ ગગન ગજાવી ગાન કરે,
ભવ્યોને વાણી જ્ઞાન કરે.
એ જગત જીવોને બોધ કરે,
અહિંસાનો જગમા પ્રચાર કરે,
શાસન ઝંડો લઈ જગમા ફરે વસુબાઈની વાણી૦ ૩

એ મુખથી સત્ય પ્રકાશે છે,
વીરવાણીને વરસાવે છે,

એ આ દિલને પૂરે છે
　　બ્રહ્મચર્ય—તેજથી દીસે છે
　　જ્ઞાન ગંગાને વરસાવે છે　　વસુબાઈની　　૪

આત્મગુરુ શાસન દીપક છે
　　એની જ્યોતિ જગમાં ઝગે છે
મહાવીરના સાચા સંત જ છે
　　ધર્મ જગતના એ રત્ન જ છે
　　ભારતભૂમિના સીતારા છે　　વસુબાઈની　　૫

શાન્તમૂર્તિ કેશરબાઈ ગુરુણી છે
　　જેની કેશર—સુવાસ ફેલાણી છે
ધન્ય ભાગ્ય વસુબાઈ તમારાં છે
　　એવા ગુરુણીના મળ્યા પ્યારાં છે
　　આ રત્નો પાલણપુરના છે
　　　　વસુબાઈની વાણી મધુ યાદ આવશે　૬

# અમર કહાણી

સુણો, સુણો ઓ જ્ઞાતિ બંધુ, મહાસતીની અમર કહાની,
દાવાનળ બુઝાવ્યો, અહિંસા ધર્મ પમાડી. . ૧ સુણો૦

પિતા તળશીભાઈ જેના, માતા દિવાળીબાઈ,
ગામ પાલનપુર મુકામે, શુભ ચોઘડીયે જન્મ પાઈ . ૨ સુણો૦

કુમળી વયમા દુ ખાણા જેથી સ સાર અસાર થયો,
શુભ ઘડીએ ને શુભ ચોઘડીયે, દીક્ષાનો સ્વીકાર કર્યો ૩ સુણો૦

સ્વપ્નવત્ સ સાર ગણીને, માયાના બ ધન તોડયા,
નામ ધર્યું મહાસતી વસુબાઈ, નામ તણા સાર્થક્ય કર્યા ૪ સુણો૦

અ ધકારની આંધીમાથી, સત્ય તણો પ્રકાશ કર્યો,
પ્રેમભર્યા એ દિવ્ય નયનોથી, જ્ઞાન તણો વિસ્તાર કર્યો ૫ સુણો૦

મહાસતીએ સ યમ તપથી, ભવ્ય સાધનાને સાધી,
દેશવિદેશની માનવતાને, નૂતન દૃષ્ટિ છે લાધી સુણો૦ ૬

સતી ! તમારા પ્રેમ પ થમા, લાખો જન જોડાયા,
નવજીવન પામીને સર્વે, અહિંસા- ર ગે ર ગાયા સુણો૦ ૭

**નારાયણદાસ** કહે કર જોડી, યુગ યુગ જીવો મહાસતી !
અતરની અભિલાષ એ મારી, બાળક ઉપર મહેર કરી ૮

# મહાસતી શ્રી વસુબાઈ-પ્રશસ્તી-ગીત

(રચયિતા શ્રી નારણદાસ પરવાળા)

ધન્ય, ધન્ય, મહાસતી વસુમતીબાઈને રે,
દીક્ષા ધામ કીધું પાલનપુરને રે ધન્ય૦

માત પિતાનાં નામને ઉજાળ્યાં રે,
જેણે કુળ ઉભયતેર તારીયાં રે ધન્ય૦

જેના જ્ઞાનથી દુઃખ જાય છે રે,
અભિમાનીનાં માન ગળી જાય છે રે. ધન્ય૦

જેણે તપ કીધાં કઠિનાઈથી રે,
તોડ્યાં માયાનાં બંધન સહેલાઈથી રે. ધન્ય

જેના મહિમાનો પાર ન પામીએ રે,
મોહ માયા સર્વેને સંહારીયા રે. ધન્ય

કર જોડી નારાયણદાસ બોલીયા રે
ગુરૂ મળ્યા વસુબાઈ મોંઘીયા રે. ધન્ય

---